॥ श्रीकृष्णः शरः

ધ્યાનમાળા: મણકો ૧ લો.

# શ્રી શુકદેવ

ફુલચંદ

લે: કેશવ હ. શેઠ

મુદ્રણસ્થાન: ખડાયતા મુદ્રણકલા

॥ ॐ ॥

॥ तत्सत् परमात्मने नमः ॥

श्री

# શુકદેવજી

આખ્યાન: મણુકો ૧ લો.

કારણ બંધન મોક્ષનું, મન પોતાનું જાણ;
સંસારે જળકમળવત, રહી ભજવા ભગવાન.

---


રચનાર,
કવિ—ચિત્રકાર,
ફુલચંદ ઝવેરદાસ શાહ,
ઘોરાપોળ, નડીઆદ.



પ્રકાશક,
બાલુભાઈ ફુલચંદ શાહ,
ઘોરાપોળ, નડીઆદ.


કિંમત, રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવના.

પ્રસ્તુત કથા આજથી સુમારે દશ વર્ષ ઉપર મારા પૂજ્ય પિતાશ્રી **કવિ ચિત્રકાર ફુલચંદ ઝવેરદાસ શાહે** ગુર્જરી પ્રજા સમક્ષ ધરાવેલી સાહિત્ય સામગ્રીમાંનો અંશ છે, જે પુનઃ આખ્યાનના રૂપમાં વાચકવૃન્દની સન્મુખ ધરતાં મને આનંદ થાય છે.

આ પ્રસંગે અત્રેના **'શ્રી સત્સંગ મંડળ'** ના અગ્રણી ભાવિક વૈષ્ણવોએ આ પુસ્તકની ૮૦૦ નકલો અગાઉથી ખરીદ કરી ઉત્તેજીને મને ઉપકૃત કર્યો ન હોત, તો આ આખ્યાન આટલું વ્હેલું છપાઇને બહાર પડ્યું ન હોત.

પ્રજાના ધાર્મિક સંસ્કારને જગાડવાના આ શુભ યત્નમાં જે જે વ્યક્તિઓ સહાયભૂત થતી હોય, તે સર્વનું પ્રભુ કલ્યાણ કરો!

**अस्तु ।**

તા. ૨૭-૬-૨૫

શાહ બાલુભાઈ ફુલચંદ

---

આવૃત્તિ ૧ લી: પ્રત ૧૦૦૦

॥ श्री कृष्णः शरणं मम ॥

श्री

# શુકદેવજી

## મંગલાચરણ.

करारविन्देन पदारविन्दम्
मुखारविन्दे विनिवेशयन्तम् ।
अश्वत्थपत्रस्य पुटे शयानम्
बालं मुकुन्दं सततं स्मरामि ॥

---

અજર અમર પદ દેનારૂં છે, સાચું જગમાં શ્રીહરિ નામ;
સાચું જગમાં શ્રીહરિ નામ, હરિ ભજતાં નવ બેસે દામ—
અજર અમર પદ દેનારૂં છે, સાચું જગમાં શ્રીહરિ નામ.
જન્મયોગી શુકદેવે જન્મ થતાંમાં જોગ સ્વીકાર્યો.
શ્રીમદ્‌ભાગવત શ્રવણ કરાવી પરીક્ષિત રાયને તાર્યો રામ—
અજર અમર.

---

( ધૂન )
ગોવિન્દ કૃષ્ણ વિભુ ગિરિધારી, મુરલીધર કેશવ મુરારિ.

એક સમય પાર્વતી પરમેશ્વર કૈલાસે પાછાં ફરતાં,
મેરૂ શૃંગ ભણી વળ્યાં પ્રશંસા રમ્ય પ્રદેશ તણી કરતાં;
ગુપ્ત સ્થાન એકાન્ત જાણીને સતી સદાશિવને પૂછે,
"નાથ! પઢાવો મ્હને ગુપ્તમાં ગુપ્તજ્ઞાન એવું શું છે?"

સતીનાં વચન સાંભળીને સદાશિવ બોલ્યા કે—

એ જ્ઞાન છે ગુપ્ત મહા ઘણેરૂં,
પામે જીવો તેથી પદ શિવ કેરૂં;
સંસારનાં બંધન સર્વ કાપે,
સંસારીઓને પણ મોક્ષ આપે.

## સતી

સંસારમાં રહેવા છતાં જીવ જો પરમ પદ પામતા;
તો લોક શા કારણ તજી ઘરબાર જંગલમાં જતા?

## શંકર

સંસારથી કંટાળી જે' સાધુ જગતમાં થાય છે,
ભરતા ઉદર ભીખ માગી, ના પરમાર્થ કાંઈ સધાય છે;
ત્યાગી રૂડાં ઘરબાર જંગલવાસ કીધે ના વળે,
મનવાસના નિર્મળ થયા વિણ કોઈને પ્રભુ ના મળે.

મહાદેવજી પાર્વતીને કહે છે કે, "દેવી! અંતઃકરણની શુદ્ધિ વિના માત્ર બાહ્યાચારથી કોઈને પ્રભુ મળતા નથી, માટે તમે દુરાગ્રહ ન કરો, કારણ કે આપણો જ્ઞાનવિનોદ જો કોઈ અન્ય જીવને કાને પડશે, તો મહા અનર્થ ઉત્પન્ન થશે."

ભગવન્, આપણા ગણો આ સ્થાનની રક્ષા કરતા રહેશે એટલે કોઇ પણ અન્ય પ્રાણી અહીંઆં પ્રવેશ કરી શકશે નહિ.

આમ કહીને સતીએ તરતજ ગણોના અધ્યક્ષ વીરભદ્રને આજ્ઞા કરી કે—

"દશે દિશામાં ચોકી કરતા ફરો તમે ઠામે ઠામે;
દાનવ માનવ પશુપંખી નવ પ્રવેશ અહિં કરવા પામે."

સતીની આજ્ઞા માથે ચઢાવીને તમામ ગણો તે પર્વત પ્રદેશની આજુબાજુ નાકાં આંતરીને બેસી ગયા, એટલે પછી—

મનવાંછિત વરદાતા શંભુ અભિલાષા સતીની જાણી;
ગુપ્તજ્ઞાનને પ્રકટ કરે છે વરસાવી અમૃતવાણી.

આ એકાન્ત સ્થાનની રક્ષાને માટે યોગ્ય પ્રતિબંધ કરીને સતી પોતે ત્યાં એકલાંજ છે એમ સમજી જ્ઞાનોપદેશ શ્રવણ કરતાં હતાં, તો પણ—

પાસે શિલાતલમાં પંખી એક અલૌકિક વાસ કરે;
ગુપ્ત રીતે માળામાં બેઠું જ્ઞાનવાદ ઉરમાંહિ ધરે.

પર્વતની બખોલમાં માળો બાંધીને રહેતું એક પોપટનું બચ્ચુ પણ પોતાના માળામાં લપાઇને છાનુંમાનું આ શંકરપાર્વતીનો જ્ઞાનવાદ શ્રવણ કરતું હતું.

એક ચિન્તે થઇ સાંભળે વદતા વિશ્વાધાર,
હોકારો ગિરિજા ભણે વચમાં વારંવાર;
એક વખત ભૂલી ગયાં કરતાં કૈંક વિચાર,
માળામાંથી પંખીએ પૂર્યો શબ્દ હુંકાર.

મહાદેવજી જ્ઞાનોપદેશ કરે છે અને વચમાં હૂંકાર ભણતાં સતી સાંભળે છે, પણ એકવાર હૂંકારો ભણવા ભૂલી ગયાં, એટલે પેલા પંખીએ માળામાં રહીને હૂંકાર ભણ્યો.

શબ્દ અજાણ્યો સુણ્યો જહાં,
નજર ફેરવી ઉંચે તહાં;
સતીનું ધાર્યું મનમાં રહ્યું,
પંખી ત્યાંથી ઉડી ગયું.

આમ ઓચિંતો અપરિચિત શબ્દ કાને પડતાંની સાથે જ સતીએ ઉંચી દૃષ્ટિ કરી, પણ ત્યાર પહેલાં તો એ ચતુર પોપટ ત્યાંથી વીજળીના જેવી ઝડપથી ઉડી ગયો. સદાશિવ તો પોતે આ બધું જાણતાજ હતા, એટલે મન્દહાસ્ય કરીને સતીને કહેવા લાગ્યા કે. " તમારા દુરાગ્રહનું આ પરિણામ આવ્યું. " પતિનાં આ માર્મિક વચનો વડે કરીને

અગ્નિમાં ઘૃત હોમતાં, જ્વાલ પ્રકટ થઈ જાય;
તેમ સતીના અંગમાં, ક્રોધ હવે ન સમાય.

એકદમ પ્રલયકાળના અગ્નિના જેવાં રક્તલોચન કરીને બોલી ઉઠયાં:

"લોપી આજ્ઞા અવજ્ઞા કરી માહરી,
પંખી એ કેટલે દૂર જાશે?
શોધી આકાશ પાતાળ ભૂમંડલે
પલકમાં પકડી મંગાવું પાસે.

રાહુએ જેમ અમૃત તણી આશથી
દેવ મંડલમહિં સ્થાન લીધું,
પ્રકટતાં પાપ છેદાયું શિર પલકમાં
પાત્ર વિણુ નવ સુધાપાન કીધું.
ગુપ્ત રીતે છુપાયો શિલાતલ મહિં
જે નિશાચર તણા કૃત્ય કાજે,
હોય આજ્ઞા પ્રભુ તો હું એ પાપીને
શાપીને બાળી કરૂં ભસ્મ આજે.'



સતીને આમ અત્યંત ક્રોધાવેશમાં આવેલાં જોઇને ભોળા શંભુએ શાન્તિથી જવાબ આપ્યો કે, "હવે એ નિર્દોષ પોપટને શાપ આપવામાં કાંઇ સાર નથી; બની શકે તો એને જીવતો પકડવો." પરમદયાળુ પતિની ઇચ્છાને આધીન થઇને સતીએ વીરભદ્રને હાંક મારીને પોતાની પાસે બોલાવ્યો, અને આજ્ઞા કરી કે—

"ગણુમંડળને લઇને, તમે સર્વ સત્વર અહિંથી જાઓ;
ગમે ત્યાંથી શોધીને, એ શુકને જીવતો પકડી લાવો."

દેવીની આજ્ઞા થતાંની સાથે જ—

ગણુમંડળ સાથે લઈ, વીરભદ્ર તત્કાળ;
નીકળ્યો શુકને શોધવા, સ્વર્ગ મૃત્યુ પાતાળ.

( ધૂન )

જય ગોવિન્દ માધવ ગિરિધારી, કૃષ્ણ ચરણકી બલીહારી.

હવે મહાદેવજીના ગણો પેલા પોપટને શોધવા માટે આકાશ-પાતાળ એક કરી રહ્યા છે, પણ તે તો—

જ્યાં યોગીઓ શ્રી હરિને ઉપાસે, એ વ્યાસના આશ્રમવાસ પાસે;
આવ્યો ઉડીને શુકજ્ઞાની ત્યાંહિ, નિવાસ કીધો બીલીવૃક્ષમાંહિ.

મેરૂ પર્વતની ગુફામાંથી ઉડતો ઉડતો વ્યાસના આશ્રમમાં આવ્યો અને ત્યાં એક પ્રાચીન શિવાલયની પાસે બીલીનું વૃક્ષ હતું, તેની બખોલમાં ભરાઇ રહ્યો. એ જીર્ણ થઈ ગએલા શિવાલયમાં ઘણા સમયથી અપૂજ્ય રહેલું શિવલિંગ તેણે જોયું, એટલે—

બીલીતણાં પાન નીચે ખરે જે,
ભેગાં સહુ ચાંચ વડે કરે તે;
ચંચુભરી નિર્મળ વારિ લાવે,
શંભુજીને મસ્તક એ ચઢાવે.

આ પક્ષીદેહધારી સંસ્કારી જીવ વૃક્ષ ઉપરથી નીચે પડેલાં બીલીપત્ર વીણી લઇને તથા પાસેના જળાશયમાંથી પોતાની નાજુક નમણી ચાંચમાં જળ ભરી લાવીને શંકરના મસ્તક ઉપર અભિષેક કરવા લાગ્યો, એવામાં—

ફળફુલ લેવા કાજે, ઋષિપત્ની આવ્યાં ફરતાં ત્યાંહિ;
શુભ લક્ષણ શુક કેરાં, જોઈ પ્રશંસા કરતાં મનમાંહિ!

ઋષિપત્ની આ પંખીની તપશ્ચર્યાથી બહુજ પ્રસન્ન થઈ ગયાં, તેથી છેક પાસે જઈને તેની તપચેષ્ટા નીહાળવા લાગ્યાં, પણ એટલામાં તો—

ગણો શંભુકેરા, શુકતણી બધે શોધ કરતા;
તહાં આવી પ્હોંચ્યા, વન ઉપવનોમાંહિ ફરતા.

મહાદેવજીના ગણો શુકને શોધતા શોધતા તે તપોવનમાં આવી પહોંચ્યા, પણ—

સુણ્યો પંખીએ જ્યાં, પગરવ ઝીણો એ ગણતણો;
તજી દીધી કાયા, તરત ભય પામી મન ઘણો.

---

ગણમંડળના ત્રાસથી, તજી પંખીનો દેહ;
ઋષિપત્નીના ઉદરમાં, પેઠો જઈને તેહ.

ગણોના ભયથી તે પોપટે પોતાનો પક્ષીદેહ તજી દઈને ઋષિપત્નીના ઉદરમાં પ્રવેશ કીધો. પછી—

સીધાવ્યાં ઋષિપત્ની આશ્રમભણી, પોતે ન જાણે કંઈ,
શંભુના ગણ સૌ નિરાશ થઈને, ઉભા રહ્યા છે તહીં;
શું મોઢું લઈને જવું સતી કને ? તે કાંઈ સૂઝે નહિં;
આવ્યા નારદમુનિ ગાન કરતા, પૂછે અજાણ્યા થઈ.

ઋષિપત્ની પોતાના આશ્રમવાસ ભણી વળ્યાં અને શંભુના ગણો નિરાશ થઈને ત્યાં ઉભા છે, એવામાં નારદમુનિ પ્રભુનાં ગુણગાન

ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા અને પોતે અજાણ્યા થઈને વીરભદ્રને પૂછવા લાગ્યા કે—

"દીઠો શો ભય એવડો, શાને કંપે કાય ?
વ્યાકુળ આમ થયા સહુ, મુખે શ્વાસ ન માય.
મુખે શ્વાસ ન માય, કહોને એવું શું છે ?
શું શિવજીએ દાનવને વરદાન દીધું છે ?
કે કૈલાસે પવન હવે નથી વા'તો મીઠો,
રક્ત લોચનો માંહિ, પ્રલય પૃથ્વીનો દીઠો !"

નારદમુનિનાં આવાં ગર્ભિત વચન સાંભળીને પોતાની જટાના વાળને પીંખતો વીરભદ્ર ભવાં ચડાવીને બોલ્યો કે—

"પૂછો શું જાણીને, નથી નથી અજાણી તમ કળા;
તમારી વિદ્યાને, જગતમહિં જાણે ભલભલા."

### નારદ

સ્વભાવે શાણા તે, સહજ પરખે ભાવ જીવના;
વદો શાને આવું, શિવ શિવ કહો ભક્ત શિવના.

### વીરભદ્ર

બીજાની વાતોમાં, હિત વગર જે' કાન ધરતા;
તમો તેવાની તો, નહિ નહિ અમે કાંઈ કરતા.

### નારદ

તમો ના હો ભલે ભાઈ, કહું છું હું ફરી ફરી;
આપદા વ્હોરી છે માથે, બ્રહ્મહત્યા તમે કરી.

વીરભદ્ર

૧૨૯૫૭

પૂછતા હતા અમને અહિં હમણાં અજાણ્યા થઈ તમે;
નારદ મુનિ ખટપટ તમારી માનીએ આ સૌ અમે.

નારદ

જે'નાં કરેલાં કર્મ તે તેને કહી સંભળાવવાં,
ખટપટ કરી શાં છે અમારે છોકરાં પરણાવવાં?
નિર્દોષ એ જ્ઞાનીતણી હત્યા કરી હાથે તમે,
તે પાપ ભોગવશો તમે જઈશું હવે અહિંથી અમે.

---

ગા મન ગોવિન્દ ગોવિન્દ ગોપાલ (૨)
શ્રીધર બંસીધર ગિરિવર ધર—
નટવર હરિ નંદલાલ, ગા મન ગોવિન્દ ગોવિન્દ ગોપાળ.

---

(ધૂન)

ગા મન ગોવિન્દ ગોવિન્દ ગોપાળ.

---

આ પ્રમાણે શંભુના ગણોને પાછળ તપોવનમાં જ વિમાસતા મૂકીને નારદમુનિ પોતે શ્રીહરિના ગુણ ગાતાગાતા વેદ વ્યાસના આશ્રમસ્થાનમાં પધાર્યા. નારદમુનિને આશ્રમમાં પધારેલા જોઇને વેદ વ્યાસને બહુ આનંદ થયો. તેમણે યથાવિધિ પૂજન સત્કાર કર્યો અને પછી ગદ્‌ગદ્ કંઠે બોલ્યા કે—

"મુનિવર વન્દુ પદકમલ, પ્રેમે કરી પ્રણામ;
દાસ ઉપર કરૂણા કરી, પાવન કીધું ધામ."

**નારદ**

કાશી કુરૂક્ષેત્ર અને પુષ્કર પ્રયાગાદિ,
તીર્થ ધામ ફરતો હું આજ આમ આવિયો;
ધર્મ અર્થ કામ મોક્ષ આધીન તમારે,
ત્હોયે અંતરમાં આમ શાથી ઝગડો જગાવિયો?
જાણે ધનવાન કોઈ નિજ ધન નાશ થકી,
ચિન્તાતુર થઈ છેક મૂઢ બની જાય છે;
તેમ આ તેજસ્વી મુખકમલ તમારૂં આમ,
કહો શાથી મને આજ ઉદાસ જણાય છે?

**વ્યાસ**

ભગવન્! રહસ્ય ખરૂંજ વસ્તુમાત્રનું જાણો તમે;
મમ ચિત્તના ઉદ્વેગનું કારણ બતાવો કહી મને,

**નારદ**

જે જાણવાને યોગ્ય તે તે સર્વના જ્ઞાતા તમે,
મહાભાગ આપ સમર્થને તે શું હવે કહીએ અમે;
સૌ અર્થથી ભરપૂર મહાભારત તણી રચના કરી,
જાણ્યું સનાતન બ્રહ્મનાજ સ્વરૂપને આપે વળી.

**વ્યાસ**

મુજ માહાત્મ્ય એમ વધારવા ભગવાન આપ કહો ભલે;
પણ તેથી મમ અંતરતણું અજ્ઞાન પૂરું ના ટળે.

**નારદ**

તમ દિવ્ય આત્મારામ પામ્યો જરૂર દિવ્ય સ્વરૂપને,
પણ ચિત્તના ઉદ્વેગનું કારણ 'બીજું' ભાસે મને,
ભાખ્યો તમે છે ધર્મ અર્થ ભલો બધાં પર્વોમહિં,
તેવો શ્રીહરિગુણગાનનો મહિમા તમે ગાયો નહિ.

**વ્યાસ**

અહો સાચાં સાચાં, મુનિવર તમારાં વચન આ,
રહ્યાં શાન્તિ રેલી, અનુપમ ઉરે ભાવ ભરતાં;
ખરે ભાખ્યા એમાં, વિધ વિધ બધા વિષય ઘણા,
ગવાયા ના પૂરા, વિમલ યશ ઝાઝા હરિતણા.

**નારદ**

જે વાણી રચના શ્રેષ્ઠ પણ નવ ગાન ગોવિન્દનું કરે,
તે તીર્થ વાયસ કામીજનનું માની માનસ ના ઠરે;
જે ધર્મ કર્મ થકીજ આત્મારામ પૂર્ણ રીઝયા નહીં.
તે કર્મ ધર્મતણું છતાં માનું અફલ મનથી સહી.
માટે હવે તમે—

ગોવિન્દના ગુણ ગાઈને ઉદ્વેગ અંતરનો હરો;
ભગવાનના ગુણકથન કરતા ગ્રંથની રચના કરો.

( ધૂન )

ભજો રાધેકૃષ્ણ ગોવિન્દા, ભજો રાધે
ભજો રાધે, ભજો રાધેકૃષ્ણ ગોવિન્દા.

---

નારદમુનિ વેદવ્યાસને કહે છે કે, " મહારાજ ! તમે હવે કેવળ શ્રીહરિનો ગુણમહિમા ગાનાર કોઇ અદ્‌ભૂત ગ્રંથની રચના કરો.

"પ્રભુના ગુણ ગાવાથી, ઉદ્વેગ નાશ પામશે;
પ્રભુના ગુણ ગાવાથી, શાન્તિ શાન્તિ થઇ જશે."

નારદમુનિનાં યથાર્થ વચન સાંભળીને વેદવ્યાસ બોલ્યા કે—

"જેવા પુત્ર તણી આશે, હરિનું ધ્યાન હું ધરૂં;
તેવો પુત્ર મને આપે, કે હું તે કાર્ય આદરૂં."

વેદવ્યાસનાં આ વચનથી નારદજીને હસવું આવ્યું. પેલો જ્ઞાની પોપટ પક્ષીદેહનો ત્યાગ કરીને ઋષિપત્નીના ઉદરમાં રહ્યો છે, તે કાંઇ વેદવ્યાસ જાણતા ન્હોતા; પરન્તુ ભગવાન તો હંમેશાં ભક્તની મનકામના પૂર્ણ કરવાવાળા છે. નારદજી આ ગુપ્તભેદ જાણતા હોવાથી બોલ્યા કે—

" આદરો કાર્ય એ રૂડું, ઇચ્છા સર્વે પૂરી થશે;
પુત્ર માગો તમે જે'વો, પ્રભુ તેવોજ આપશે."

આ પ્રમાણે વેદ વ્યાસને આશ્વાસન આપીને નારદમુનિ ત્યાંથી બ્રહ્મલોક તરફ સીધાવ્યા અને તેજક્ષણથી વેદવ્યાસે પણ શ્રીમદ્ ભાગવતની રચના કરવાનો પ્રારંભ કર્યો. પોતાની ચિત્તવૃત્તિને કેવળ પ્રભુના પવિત્ર પાદારવિન્દમાં જોડી દઇને શ્લોક ઉપર શ્લોક રચવા લાગ્યા; અને આ પ્રમાણે હંમેશાં શ્રીમદ્ ભાગવતના અધ્યયન વડે કરીને વેદ વ્યાસનો આશ્રમ ગાજી રહ્યો. ઋષિપત્નીના ઉદરમાં રહેલો જીવ પણ આવા ઉત્તમ સંસ્કારથી વધારે સંસ્કારી બનતો ગયો.

---

( ધૂન )

રાધે શ્યામ, રાધે શ્યામ, ભજ મન પ્યારે રાધે શ્યામ.

---

ગર્ભજ્ઞાની શુકદેવ રહ્યા છે, ઋષિપત્નીના ઉદરમહિં;
ગણમંડળનો ભય બહુ લાગે, તેથી બહાર નીકળાય નહિં.

ગર્ભ દિવસે દિવસે મોટો થતો ગયો પણ આશ્રમની આજુબાજુ મહાદેવજીના ગણો થાણાં નાખીને પડ્યા હતા, તેથી દશ માસ પૂરા થઇ ગયા છતાં પોતે બહાર નીકળી શક્યા નહિ.

ગર્ભ રહ્યો પોષાય ઉદરમાં; સતીને ચિંતા થાય ઘણી;
વેદ વ્યાસ પણ વ્યાકુળ ચિત્તે, વાટ જુવે છે પ્રસવતણી.

દશ માસને બદલે એમને એમ દશ વર્ષ નીકળી ગયાં તો પણ દેવીને પ્રસવ થયો નહિં, દેવીના દુઃખનો અન્ત આવ્યો નહિ અને શુકદેવજી તો માતાના ઉદરમાં જ મોટા થતા ગયા.

દિન પ્રતિદિન કષ્ટ પામતાં, દ્વાદશ વર્ષ વીત્યાં જ્યાંહિ,
શરીરની શક્તિ ક્ષીણ પામી, ખવાય કે પીવાય નહિં;
મૂર્છાવશ થઇ પડયાં પૃથ્વીપર, નથી વેદના સહન થતી,
'ખમા ખમા' કહી દોડી આવ્યાં, ગંગા, યમુના, સરસ્વતી.

દેવીની આવી દશા જોઇને ગંગા, યમુના અને સરસ્વતી ત્રણે પોતે મૂર્તિમન્ત સ્વરૂપ ધારણ કરીને 'ખમાખમા' કહેતાં વેદ વ્યાસના આશ્રમસ્થાનમાં આવીને દેવીને આશ્વાસન દેવા લાગ્યાં. દેવીના ઉદરમાં વસેલા શુકદેવજીને સંબોધીને કહેવા લાગ્યાં કે—

"સપૂત શું દેતા હશે, કષ્ટ માતને આમ!
જન્મ ધરીને જગતમાં, કાઢે અવિચળ નામ."

ગર્ભજ્ઞાની શુકદેવજી માતાના ઉદરમાં રહીને બોલ્યા—

"મ્હારે જનમ નથી લેવો
ઓ જમના મૈયા—મ્હારે જનમ નથી લેવો."

### યમુના

આ તે તમારો જોગ કેવો ?
જનમજોગી, આ તે તમારો જોગ કેવો ?
અભય કવચ તને, આપું હો વ્હાલારે,
ના હોય ટાઢ કે પરસેવો—જનમજોગી૦

### શુકદેવ

પ્હેરવાની બાધા મ્હારે, ઓઢવાની બાધારે,
અમે ધર્યો છે જોગ એવો–ઓ જમના મૈયા.

### ગંગાજી

અક્ષયપાત્ર હું, આપું હો વ્હાલારે,
જમો મીઠાઈ ને મેવા–જનમજોગી૦

### શુકદેવ

ખાવાની બાધા મ્હારે, પીવાની બાધારે,
અમે લીધો છે નીમ એવો–ઓ ગંગા મૈયા.

### સરસ્વતી

વેદ ચારેનું જ્ઞાન, પામ્યો તું વ્હાલારે,
શ્રુતિ સ્મૃતિનો સાર લેવો–જનમજોગી૦

### શુકદેવ

શ્રુતિ ને સ્મૃતિ મ્હારે, નામ હરિનું રે,
હું તો જનમજોગી એવો–ઓ સરસ્વતિ મૈયા૦

---

શુકદેવજીનો આ ઉત્તર સાંભળીને ગંગા, યમુના અને સરસ્વતી ત્રણે સ્તબ્ધ બની ગયાં. પોતે આવું માયાવી સ્વરૂપ ધારણ કરીને આવ્યાં તો પણ શુકદેવજી ઓળખી ગયા અને માતાના ઉદરમાં રહ્યાં રહ્યાં ઉત્તર આપ્યો, તે સાંભળીને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ; પરન્તુ જેમ જેમ સમય જતો ગયો, તેમ તેમ દેવીની દશા વધારે ને વધારે ગંભીર થતી ગઈ, ચક્ષુ ફરી જવા લાગ્યાં અને મોઢે ફીણ આવવા લાગ્યાં, તેથી વેદવ્યાસ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા:

" જગન્નાથ, જગપાલક, જદુપતિ
રંકતણા રખવાળ જો–હરિ ! રંકતણા રખવાળ જો,
દીનાનાથ દીનબંધુ લેજે, દીનજનની સંભાળ જો.
કેશવ, કમલનયન, કમલાવર, શ્રીધર પરમાનંદ જો,
દેવકીનંદન, મુરમધુમર્દન, મધુસૂદન સુખકંદજો. "

વેદવ્યાસની પ્રાર્થનાનો સ્વીકાર કરીને, તેમજ હવે દેવીના દુ:ખની અવધ આવી રહી છે, એમ જાણીને ભક્તવત્સલ ભગવાન વ્હારે ધાયા. જેમણે હાથમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યાં છે, તેમજ કાને મકરાકૃત કુંડલ અને મસ્તકે મણિમય મુકુટ શોભી રહ્યો છે, એવા ચતુર્ભુજ સ્વરૂપે ત્યાં પ્રકટ થયા. પોતાની અલૌકિક કાન્તિ-વડે કરીને જે સર્વ દિશાઓમાં પ્રકાશ ફેલાવી રહ્યા છે, એવા ભગ-વાનનું તેજસ્વી સ્વરૂપ જોઇને શુકદેવજી માતાના ઉદરમાં રહ્યાં રહ્યાં જ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા:

" જય જય જય જગસ્વામી, ચરણકમલમાં પ્રણામ હો મારા;
ઘટ ઘટ અંતર્યામી, ભકતજનોને પૂરણ છો પ્યારા."

શુકદેવજીનાં સ્તુતિવચન સાંભળીને શ્રીભગવાન બોલ્યા કેઃ-

" ધન્ય ધન્ય હે તપ ધારી, કષ્ટ માતને આપે શા કાજે?
દ્વાદશ વર્ષો વીત્યાં, હવે ઉદરમાં રહેવું નવ છાજે."

### શુકદેવ

વસ્યો અહિં શિશુવયથી, શી રીતે અવતાર બહાર ધરૂં;
શિવગણકેરા ભયથી, અવિનાશી! હું અંતરમાંહિં ડરૂં.

### શ્રીભગવાન

પરમભક્ત થઈ મ્હારો, શા માટે ભય અંતરમાંહિં ધરે;
નિર્ભય તું ત્રણ લોકે, રક્ષા ત્હારી આ મમ ચક્ર કરે.

આમ કહેતાંની સાથેજ શ્રીનારાયણે પોતાનું સુદર્શન ચક્ર શુકદેવજીની રક્ષા કરવાને માટે મૂકી દીધું, એટલે પછી પોતે અતિ સૂક્ષ્મ દેહ વડે કરીને બહાર આવ્યા અને બહાર આવ્યા પછી પાછા તરતજ બાર વર્ષના કુમાર બની ગયા. દેવતાઓ આકાશમાં રહીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને ગંગા, યમુનાએ પણ પ્રસન્ન થઈને જલકમંડળ તથા મૃગચર્મ ધારણ કરાવ્યાં, મહાદેવજીએ પોતાના ગણોને કૈલાસમાં પાછા બોલાવી લીધા અને અનેક દેવદેવીઓ નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કરીને વેદવ્યાસના આશ્રમસ્થાનમાં આવવા લાગ્યાં.

(ધૂન)

નારાયણ નારાયણ જય ગોવિન્દ હરે.

---

શુકદેવજીના જન્મથી વેદવ્યાસના આશ્રમસ્થાનમાં આનંદોત્સવ થઇ રહ્યો. આખું તપોવન તીર્થનું ધામ થઇ પડ્યું, પરન્તુ ત્યાર પછી થોડાજ વખતમાં પરમ તપસ્વી શુકદેવજી આશ્રમવાસ તજીને જંગલમાં જવા માટે તૈયાર થયા. માતાજી તેમને રોકવા લાગ્યાં:

"ના, ના, ન્હાનડિયા જાયા,
નહિં જાવા દઉં લાડકવાયા (૨)– ના ના
હજી તું છે નાનો બાળ, ત્હારે નથી તપનો આ કાળ,
નહિ જાવા દઉં લાડકવાયા (૨)–ના ના
બાર વર્ષ મેં ઉદરે રાખી, વૃથા વહ્યો શું ભાર ?
નહિ જાવા દઉં નયનસલુણા (૨)
આત્મતણા આધાર રે—ના ના. "

---

આમ પુત્રના હાથ ઝાલીને વારંવાર વારતાં અને અત્યંત અળગળાં થઇ જતાં માતાજીને શુકદેવજી કહે છે કે, "જનની, તું મને શા માટે રોકે છે ?"

માતા

પુત્ર ! મ્હારે પેટે જન્મ લઇ મને સંસારનો કાંઇપણ લ્હાવો આપ્યા વિના તું ક્યાં જાય છે ?

શુક

રીઝે ન આત્મારામ કરૂં શું અહીંઆં રહીને,
તજી હવે આ ઠામ વસીશું વનમાં જઇને;
નીર વિનાનો કૂપ તજી ગંગામાં ન્હાશું,
તપથી ઉજ્જ્વલ કરી દેહ ગોવિન્દગુણ ગાશું.

માતા

બેટા! આ તું શું કહે છે? શું આટલાજ માટે મેં ત્હને જન્મ આપ્યો છે?

શુક

આ જન્મ વૈરાગ થકી ધર્યો છે, વૈરાગ મારા ઉરમાં ભર્યો છે;
વૈરાગ યોગે ઘરને તજીને, વૈરાગ સારૂં પ્રભુને ભજીને.

માતા

બાલુડા! આટલાં આટલાં વર્ષ સુધી અનેક કષ્ટ સહન કરીને તને ઉદરમાં રાખ્યો તેનું આ જ પરિણામ! હજીતો તારે યોગ્ય કન્યા શોધી કાઢીને તને પરણાવવો છે, વરવધૂનાં મુખદર્શન કરીને સંસારનો પૂર્ણ લ્હાવો લેવો છે.

શુક

માતા! શું તું એમ જાણે છે કે હું સ્ત્રી પરણીને સંસારી બનીશ? ગૃહસંસારનો વૃથાભાર વહન કરીને મહામહેનતે પ્રાપ્ત થયેલો આ મનુષ્યજન્મ હું વૃથા ગુમાવીશ? ના, ના; હવે તો હું વનમાં જઇને તપ જ કરીશ.

माता

તપથી અદકો ગણ્યો બધે ગૃહસ્થાશ્રમ સારો;
સૌનું આશ્રયસ્થાન અને પોષણ કરનારો.

શુક

માતા! તારાં વચન નહિ કાને ધરનારો:
આ સ્થળ છોડી જવું એ જ નિશ્ચય છે મારો..

---

એવું કહીને શુકદેવજી માતાના હાથ તરછોડી નાખીને ત્યાંથી ચાલતા થયા, એટલે માતાજી પણ આંખમાં આંસુ આણીને અત્યંત કરુણાલાપ કરતાં તેમની પૂઠે દોડયાં:

"મારા પ્રાણતણા આધાર કુંવરને કો' વાળોરે,
કોઈ વાળોરે, કોઈ ખાળોરે—મારા૦
મેં શું કીધી ન સન્તની સેવ, કુંવરને કો' વાળોરે.
મેં શું પૂજ્યા નથી કોઈ દેવ, કુંવરને કો' વાળોરે.
મેં શું બ્હેતી નીકે દીધા પાય, કુંવરને કો' વાળોરે.
થઈ વત્સ વિખૂટી ગાય, કુંવરને કો' વાળોરે–મારા"

---

આ પ્રમાણે પૂઠે ઘણો વલોપાત કરતાં આવતાં માતાજીને દેખીને શુકદેવજીએ તો ત્યાંથી ઉતાવળાં ડગલાં ભરવા માંડયાં, એટલે વૃદ્ધ માતા તેમના વેગને પહોંચી શકયાં નહિ; અને એ તો ઘણાજ આગળ નીકળી ગયા. અન્તે પુત્રના વિયોગથી આક્રંદ કરતાં તે એક વૃક્ષ નીચે બેસીને રૂદન કરવા લાગ્યાં; એટલામાં વેદવ્યાસ પોતે

ત્યાં આવી પહોંચ્યા. દેવીએ સર્વ હકીકત તેમને કહી, તેથી તે પણ ઉતાવળા ઉતાવળા શુકદેવજીની પાછળ દોડયા. વારંવાર દષ્ટિ કરતા શુકદેવજી હવે ત્વરાથી આગળ ચાલ્યા જાય છે. ત્યાં માર્ગમાંઃ

જ્યાં સુંદરીઓ સરવરજળમાં નગ્ન થઈને સ્નાન કરે,
ત્યાં આગળ થઈ પરમયોગી શુકદેવ હરિ ભજતાં નીસરે;
બાલયોગીને જોઈ પરસ્પર સૌ ખડખડ હસવા લાગી,
તો પણ તેનું ભાન નથી શુકદેવ જન્મના વિરાગી.

(ધૂન)

મ્હારૂં મન થનગન નાચેરે નંદકુંવરને ચરણે.

---

સરોવરજળમાં નગ્ન થઇને સ્નાન કરતી સુંદરીઓના હાસ્ય વિનોદથી શુકદેવજીના મનમાં લેશ પણ વિકાર ઉત્પન્ન થયો નહિ; તે તો એમને એમ હરિસ્મરણની ધૂનમાં તે તરફ દષ્ટિ સરખી પણ કર્યા વિના, ત્યાં આગળ થઇને ચાલ્યા ગયા. પરન્તુ ત્યારપછી થોડી-જ વારમાં વેદવ્યાસને દૂરથી આવતા તેમણે દીઠા, એટલે સર્વ રમ-ણીઓ જળમાંથી બહાર નીકળીને ઉતાવળી ઉતાવળી પોતાનાં વસ્ત્ર પહેરવા લાગી. વેદવ્યાસે તેમને પૂછ્યું કે, " મારો પુત્ર તમારા જોવામાં આવ્યો ? " પેલી સુંદરીઓએ કહ્યું, " હા મહારાજ, હમણાંજ કોઇ બાલયોગી અહિં થઇને ગયો.

**વ્યાસ**

ત્યારે તેને દેખીને તમને શરમ ન આવી? સુંદરીઓએ જવાબ આપ્યો કે, મહારાજ, એતો પરમ વિરાગી છે, એટલે

અમારા તરફ દૃષ્ટિ સરખી પણ કર્યા વિના એમને એમ સીધા ચાલ્યા ગયા.

સુંદરીઓનું આવું કહેવું સાભળીને વેદવ્યાસે ત્યાંથી એક-દમ દોટ મૂકી; એટલે આમ્રવૃક્ષોની ઘટાઓમાં થઈને ચાલ્યા જતા શુકદેવજી દૂરથી દૃષ્ટિએ પડયા. વ્યાસજીએ તેમને હાંક મારીને ઉભા રહેવાનું કહ્યું. પિતાનો સ્વર કાને પડતાં જ શુકદેવજી ઉભા રહ્યા. વેદ વ્યાસ કહે છે કે:—

"સૂત સપુત પાછા વળો,
સુણો હિતની રે વાત;
શાને ઘેલા થઈ ઘર તજો, તજો માત ને તાત—સૂત૦
પાકી મતિ પામ્યા વિના, કરે જે તપ કોય,
અંતે તે અધવચ આથડે, અર્થસિદ્ધિ ન હોય—સૂત૦"

પિતાજીનાં આવાં વચન સાંભળીને શુકદેવજી પ્રત્યુતરમાં કહે છે કે:—

"ધ્રુવ ને પ્રહ્લાદજી પામિયા, અવિચળ પદ જેહ,
કાચી ઉમ્મરમાં પ્રભુ ભજી, પામીશું પદ તેહ,
પૂજ્ય પિતાજી પંથે પળો."

**વ્યાસ**

થડને શ્રદ્ધા વિના જે કરે, ટોચે પહોંચવા હામ,
નીચે પડી પસ્તાય તે, બગડે બમણાં કામ—સૂત સપુત.

શુક

સાર શો છે આ સંસારમાં, ખરી નર્કની ખાણ,
એવા સંસારને પરહરી, સેવું સારંગપાણ–પૂજ્ય પિતાજી.

વ્યાસ

માતા તમારી રૂદન કરે, નાંખી નાંખી નિઃશ્વાસ;
તેને આશ્વાસન આપીને, પૂરો અંતરની આશ–સૂત સપુત.

શુક

લક્ષ ચોર્યાસીમાં હું ફર્યો, બન્યો સઘળે નિરાશ,
અવતાર ધરિયા અનેક મેં, પૂરૂં કો' ની હું આશ–પૂજ્ય પિતાજી.

---

વ્યાસ

પુત્ર! ત્હારૂં સમજવું ભૂલભરેલું છે; જો સાંભળ –

ધર્મવેત્તા અને તત્ત્વવેત્તા કહે, એક ડગ મૂકી બીજું જ ભરવું;
પગથીએ પગથીએ ઉપર ચઢનારને, ના પડે ઉપરથી છેક પડવું.
પરણી સંસારસુખ ભોગવી દેવ ને, પિતૃના ઋણથી મુક્ત થઇને;
લેજો સન્યાસ પુરી આશ માબાપની, સુખે રહેજો પછી વને જઇને.

## શુક

તાત, વ્યવહારની વાત ગમતી નથી, કરો ઉપદેશ પરમાર્થ કેરો;
જે સુખોમાંહિ દુ:ખ લેશપણુ હોય ના, એ પરમ સુખવિના વ્યર્થ ફેરો.
પરણી પરવશ થવું, હાથે દુ:ખ વ્હોરવું, એથી નવ ભવતણા બંધ છૂટે;
બેડી લોઢા તણી તોડવી સ્હેલ, નવ બેડી સંસારની તોડી તૂટે.

## વ્યાસ

પુત્ર કે સ્ત્રી તથા શૂન્ય ગૃહવાસને, મનુષ્યનાં બંધનો ના પ્રમાણો;
મુખ્ય કારણ મહા એક બંધનતણું, મનુષ્યને મન જ પોતાનું જાણો.
હોય સંસારી પણ સત્યવક્તા તથા, પુણ્યકર્મો કરે નિત્ય ભાવે;
તોય પણ તે મહાપુરૂષને જન્મ ને, મરણનું દુ:ખ પાછું ન આવે.

## શુક

સુખ નથી લેશ કે સુખનો સંભવ નથી, માત્ર દુ:ખભાર ભરીઓજ જ્યાંહિ
પુત્ર સ્ત્રી ધન અને ધામને માનતા, મૂઢજન સુખ સંસાર માંહિ.
વેદ ને શાસ્ત્રનો પાર પામ્યા છતાં, પુન: બંધાય તો જ્ઞાન શાનું ?
ભણ્યા પણ ગણ્યા નહિં, મૂર્ખજન તેમનું, મેળવ્યું જ્ઞાન સઘળું નકામું

## વ્યાસ

મન અને ઈંદ્રિયો સ્ત્રી વિના પુરૂષને, મોહમાં નાંખી કરે ભ્રષ્ટ જેથી;
જીતવા તેમને જ્ઞાની સંસારમાં, રહી કરે લગ્ન સ્ત્રી સાથ તેથી.
પરમ પદ પામવા પંથ બીજો નથી, શ્રેષ્ટમાં શ્રેષ્ટ એને જ જાણો;
પુત્ર ! પરણાવું હું પદ્મિણી નાર, ઘર આવી સંસારનાં સુખ માણો.

**શુક**

જેમ મલમૂત્ર વિષ્ટાથકી છે ભર્યો, પંચમહાભૂતનો દેહ જેવો;
એમ મલમૂત્ર વિષ્ટાથકી છે ભર્યો, સ્ત્રી તણો દેહ પણ જરૂર તેવો.
જન્મ ને મરણના ભયથકી ઉગરવા, જે નરો આશ મનમાંહિં રાખે;
તે નરો તુચ્છ દુઃખને સુખગણી, નહિ નહિ તે ભણી નજર નાંખે.

---

આ પ્રમાણે વેદવ્યાસજીએ અનેક યુક્તિ પ્રયુક્તિવાળી દલીલોથી તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ શુકદેવજીએ પોતાના જ્ઞાનપ્રભાવથી તે દરેકનું ખંડન કરી નાંખ્યું, એટલે આખરે વેદવ્યાસ બોલ્યા કે "મારી એક પણ વાત તારે ગળે ન ઉતરતી હોય, તો કોઇ બીજા બ્રહ્મજ્ઞાનીને પૂછી જો."

**શુકદેવજી**

એવો બ્રહ્મજ્ઞાની બીજો કોણ છે ?

**વ્યાસ**

મિથિલાનગરી માંહિ, રાય વિદેહી જનક તણે નામે;
બ્રહ્મજ્ઞાની છે પૂરા, બ્રહ્માનંદે પરમ સુખ માણે.

---

( ધૂન )

સીતારામ સીતારામ ભજ પ્યારે, નહિં જનમ વારંવારે.

---

વેદવ્યાસના મુખમાંથી જનક રાજાનું નામ નીકળતાંની સાથે જ શુકદેવજી પોતાની યોગસિદ્ધિના પ્રભાવ વડે કરીને ઓચિંતા ત્યાંથી

અદૃશ્ય થઈ ગયા, એટલે હવે આ દૈવી જીવની ગતિને રોકવાનું સામર્થ્ય પોતાનામાં નથી, એવી વેદવ્યાસને પણ ખાત્રી થઇ, તેથી કંઈ અન્ય ઉપાય શોધવા લાગ્યા. પોતાની માયા વડે કરીને તપસ્વીઓનાં તપ છોડાવવાને માત્ર દેવેંદ્રજ સમર્થ છે, માટે હવે ઇંદ્રનું આવાહન કરવું, એવો નિશ્ચય કરીને પોતાના કમંડલમાંથી જલની અંજલિ ભરીને સંકલ્પ કર્યો:

"જો મેં કીધેલ વ્રત હોય જ પૂર્ણ પ્રેમે,
જો મેં દીધેલ દીનને કંઇ દાન નેમે;
થાઓ હવે પ્રકટ પુણ્યતણા પ્રભાવે,
આપો મને અભયદાન મહેંદ્ર ભાવે."



વેદવ્યાસના દૃઢ સંકલ્પબળથી ઐરાવત ઉપર ચઢીને એકદમ ઇંદ્ર દોડતો આવ્યો. ઋષિએ પ્રાર્થના કરીને કહ્યું કે, "મ્હારો એકનો એક પુત્ર મ્હને વાંઝિયો કરીને સંસારમાંથી ચાલ્યો જાય છે, માટે તેને સમજાવીને પાછો વાળો."

ઈંદ્રે કહ્યું "ઋષિરાજ, તમે નિશ્ચિન્ત રહો, હું હમણાં જ તેનો ઘટતો ઉપાય કરૂં છું."

ઇંદ્રનાં આવાં આશ્વાસનભર્યાં વચન સાંભળીને વેદવ્યાસ પોતાના આશ્રમસ્થાનમાં આવ્યા અને ઇંદ્રે પોતાના દરબારની તમામ અપ્સરાઓને બોલાવીને શુકદેવજીની પાછળ વિદાય કરી દીધી, તેમજ

પોતાની સંપૂર્ણ કામ-કલા અજમાવીને શુકદેવજીને માયાના પાશમાં લપટાવવાની ભલામણ કરી દીધી.

પિતાની આજ્ઞા પ્રમાણે શુકદેવજી પણ તે સ્થળેથી અદ્રશ્ય થઇ જઇને મિથિલાપુર ભણી પ્રયાણ કરી રહ્યા છે, ત્યાં માર્ગમાં:-

આવી ઘટા તરૂવરોતણી જ્યાં રૂપાળી,
લીલી મનોહર ભૂમિ દીસતી રસાળી;
પાણી તણાં ઝરણ નિર્મળ જ્યાં વહેતાં,
બેઠા સમાધિ લઈને શુકદેવજી ત્યાં.

આવો એકાન્ત રમણીય પ્રદેશ જોઇને શુકદેવજી તો એક શિલાતલ ઉપર આસન જમાવીને સમાધિમાં બેસી ગયા, એટલામાં ઇંદ્રની આજ્ઞા પ્રમાણે ઇંદ્રભુવનમાંથી નીકળેલી રંભા, મેનકા અને ઉર્વશી વગેરે અપ્સરાઓ ત્યાં આવી પહોંચી. પરન્તુ શુકદેવજીનું તપતેજ જોઇને એકદમ તેમનાથી પાસે જઇ શકાયું નહિ, તેથી વન-કુંજોમાં ઉભી ઉભી વિચાર કરવા લાગી. મેનકા ઉર્વશીને પ્રથમ જવાનો આગ્રહ કરવા લાગી અને ઉર્વશી રંભાને આગળ કરવાનો યત્ન કરવા લાગી, એટલે રંભા બોલી:—

" સાંવરિયાને જોગ લિયો,
અબ કીસ બિધ પાસ મેં જાઉં ?
ગોરસ મટકીમેં મહી જમાવું,

ગ્વાલન બનકે મેં જાઉં—સાંવરિયાને.
ફુલનકી ફુલમાલ બનાઉં,
માલન બનકે મેં જાઉં—સાંવરિયાને.
ગોરે ગોરે અંગપે ભભૂત લગાઉં,
જોગન બનકે મેં જાઉં—સાંવરિયાને.

આ બાલજોગી પોતાના જેવી બાલજોગણથી શોભાશે, એમ સમજી રંભાએ કોઈ મનોહર બાલસ્વરૂપ લઇ લીધું અને છેક શુકદેવજીના આસન પાસે જઇને નૃત્ય કરવા લાગી; પણ ધ્યાનસ્થ થયેલા શુકદેવજીએ તો પોતાની આંખ સરખી ઉંચી કરી નહિ. પરન્તુ રંભાના નૃત્યનું અનુકરણ કરતો તે ઉપવનમાંનો એક મોર તો ત્યાં નાચતો નાચતો આવી ચડ્યો. પેલી અપ્સરાઓએ તેને પણ કાર્યસિદ્ધિના સાધનરૂપ માનીને વિનતિ કરી કેઃ—

" મોરલા મઢાવું ચાંચ ત્હારી સોનાથી,
કૈંક ટહૂકા કરીને જોગીરાજને જગાડ;
જોગીરાજને જગાડ, વીરા, માનું તારો પાડ–મોરલા૦
વર્ષાના વિલાસી, તપોવન વાસી,
કલાધારી કલા તું કૈંક નારી દેખાડ—મોરલા૦ "

અપ્સરાઓની આવી પ્રશંસાથી પ્રસન્ન થઈને મોર પણ ઘણા જ ઉંચા સ્વરે, " ટીહૂ ટીહૂ " શબ્દ કરવા લાગ્યો, એટલામાં શુકદેવજીનાં નયન સહેજ ઉઘડતાં જણાયાં. પાસે ઉભી રહેલી રંભાએ આ પ્રસંગનો લાભ લઇને પોતાની વાક્ચાતુરી ચલાવવા માંડીઃ—

" નેત્ર ઉઘાડો જી ન્હાનડિયા,
જુવો નારી અમે સહુ બાલકુમારી;
મોહ ધરી બહુ આશ ભરી,
અહિં આવી ઉભી બની દાસી તમારી."

શુકદેવ

"કોણ છે કો'ની તું નાર,
વિચાર તજી, લવે મુખે શું લાજ ધૂતારી;
અમે વનવાસી, છે કો'ની તું દાસી,
મતિ ગઈ છેક શું નાસી તમારી?"

---

( ધૂન )

શ્રીમન્નારાયણ, નારાયણ, નારાયણ;
હરિભજન થકી ભવતારાયણ.

---

રંભા

આસપાસ વન કુંજ ભલી
જ્યાં ભરાઈ કોકિલ ગાન કરે,
મદનરાજ મહામદમાં મ્હાલે
મદઘેલીના ગર્વ હરે;
એવા કામક્રીડા સ્થળમાં પણ
નવ કરી કામક્રીડા જેણે,

વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે.

### શુક

વૃંદાવન વન કુંજ ભલી
જ્યાં હરિજન હરિગુણગાન કરે,
મન મારૂં મોહનમાં મ્હાલે
જે રૂપ સોના ગર્વ હરે;
જળમાં સ્થળમાં વ્યાપક સહુમાં
તેને નવ ભજ્યો જેણે
વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે.

### રંભા

નેત્ર વિલોલ તરૂણી સુકેશી
અંગે ચન્દન લેપ કર્યો,
વેશ વિચિત્ર યૌવન મદમાતી
ઉરમાં કામ-શૃંગાર ભર્યો;
એવી પરમ મનોહર સુંદરીનું
નવ ધ્યાન ધર્યું જેણે,

વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે;

શુક

કણ્ઠે કૌસ્તુભ માલ વિરાજે
પીતાંબર સોહે અંગે,
અદ્ભૂત રૂપ ચતુર્ભુજ હરિનું
શોભે ચક્ર ગદા સંગે;
એ રૂપનું એક ચિત્તે ધરિયું
ધ્યાન નહિં જનમી જેણે,
વૃથા ગયું જીવતર તે નરનું
ખોયો જન્મ વૃથા તેણે.

શુકદેવજીનાં આવાં વચન સાંભળીને વળી રંભા વધારે આગ્રહ કરવા લાગી. પોતાનાં નેત્ર કટાક્ષ ફેંકતી અને તરેહવાર નખરાં કરતી બોલી—

" ન્હાનડિયા જોગી,
શાને કાજે "ના, ના" કહોછો ? ન્હાનડિયા જોગી
ઠાલી માન મરજાદમાં રહોછો (૨) હો ન્હાનડિયા જોગી
પૂઠે બહુ થાશે પસ્તાવો,
નહિં જોગ ફરી મળશે આવો,
જગમાં જન્મ્યાનો શો લ્હાવો ? (૨) ન્હાનડિયા જોગી. "

આમ કહેતી રંભા જેવી શુકદેવજીનો અંગસ્પર્શ કરવા જાય છે, કે પોતે અદૃશ્ય થઇ ગયા. રંભા બિચારી ભોંઠી પડી ગઇ અને

વનની કુંજોમાં છુપાઇને છાની ચિકિત્સા જોતી મેનકા અને ઉર્વશી વિગેરે બીજી અપ્સરાઓ પણ આશ્ચર્ય પામીને આજુબાજુ જોવા લાગી, પણ શુકદેવજીતો ગયા તે ગયા; એટલે આખરે સર્વ નિરાશ થઇને ઇંદ્રભુવન તરફ પાછી વળી.

હવે શુકદેવજી ત્યાંથી ચાલતા ચાલતા છેક મિથિલાપુરીની પાસે આવી પહોંચ્યા, ત્યાં ભગવાનનાં ગુણગાન કરતા નારદમુનિ સામા મળ્યા.

---

( ધૂન )

રાધેકૃષ્ણ ભજ કુંજવિહારી;
મુરલીધર ગોવર્ધનધારી.

---

નારદમુનિને જોઇને શુકદેવજીએ તેમના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહ્યું:—

" ભગવન્! મને દેખાડશો,
ભગવાનનું ઘર છે કયું ? "

**નારદ**

ગંગામહિં ન્હાયા પછી,
ન્હાવાનું બાકી શું રહ્યું ?
ગાયા મુખે ગોવિન્દ તો,
ગાવાનું બાકી શું રહ્યું ?

મુનિનારદે મનમાં વિચાર કર્યો કે આ પુણ્યશાળી જીવ બાર વર્ષે જન્મ લઇને પૃથ્વીઉપર પ્રકટ થયો છે અને એને હાથે કંઇ

મહાપુરૂષનાં કલ્યાણ થવાનાં છે, માટે એને સમજાવીને પાછા વાળું તો બહુ સારૂં થાય; તેથી પોતે બહુ પ્રેમભાવથી પૂછવા લાગ્યા કે, "હે બાલમુનિ! તમે આમ કઇ તરફ જાઓ છો?"

શુક

મિથિલાપુરીમાં જનકરાજાની પાસે.

નારદ

જનકરાજા પાસે શા માટે?

શુક

ઉપદેશ લેવા માટે.

નારદમુનિ હસતાં હસતાં કહેવા લાગ્યા કે, "તમારે તે વળી જનકરાજા પાસે ઉપદેશ લેવા જવાનું હોય ખરૂં? તમારા પિતા વેદવ્યાસ આખા વિશ્વને ઉપદેશ કરે એવા સમર્થ છે.

શુક

મારા પિતા તો મને સ્ત્રી પરણાવીને સંસારમાં રહેવાનો ઉપદેશ કરે છે.

નારદ

એ જે કહેતા હશે તે ખરૂં જ કહેતા હશે, કારણ કે—

ત્યાગી જગત વ્યવહારને, સૌ ઇંદ્રિયો જીતવી સહી;
અતિ તીવ્ર પૂર્ણ વિરાગવિણ, સંન્યસ્ત કદી લેવું નહીં.

શુક

વૈરાગયોગે જન્મિયો, વૈરાગ છે ઉરમાં ભર્યો;
કરી જ્ઞાનપ્રાપ્ત પરોક્ષ ને, અપરોક્ષ જ્ઞાન મહિં ઠર્યો.

નારદ

છે પ્રબળ સૌ પંચેન્દ્રિયો, નિજ હાથમાં રહેતી નથી;
ઉત્પન્ન કરી વિકાર કાચાં, હ્રદયને નાંખે મથી.

શુક

તજી સંગ માતપિતા તણો, વનમાં જઈ તપ આદરૂં;
ઉચ્છિષ્ટ જે મનથી ગણ્યું, ચિંતન ન તેનું ફરી કરૂં.

નારદ

તજી સંગ માતપિતા તણો, ઇચ્છો તમે વનમાં જવા;
પણ વનમહિં મૃગ સાથ પાછો, સંગપણ દેશો થવા.
ચિંતારહિત વનમાં થશો, તેનો નહિ નિશ્ચય કશો;
છે પંચભૂતો સહુ સ્થળે, નિસ્સંગ શી રીતે થશો ?
આવા પયત્નો પ્રથમ કરતાં, વાસના કંઈના મટે;
તે કાજ ક્રમ આશ્રમ તણો, છે ઉચિત જે સૌને ઘટે.

શુક

આવાં વચન મુજ તાતનાં, સુણી આવિયો નાસી અહિં;
તો તમે પણ કહો તેજ કે, મુજને જરા રૂચે નહિ !
આવો મનુષ્ય અવતાર મોંઘો, શું મળે વળતી ફરી ?
સંસારમાં સુખ જાણીને, બંધાઉં ના હાથે કરી.

નારદ

બંધન તણી શંકા કરી, હાથે તમે દુઃખી થાવ છો;
માતા પિતાને દુઃખ દઈ, સુખિયા થવા વન જાવ છો !

આ જડ જગત સ્થૂળ દ્રષ્ટિએ, જે દ્રશ્યરૂપ જણાય છે;
અદ્રશ્ય આત્મારામ નવ, તેથી કદી બંધાય છે.
નથી દેહ આત્મા ઇંદ્રિયો, કારણ કંઈ બંધનતણું;
છે માત્ર બંધન મોક્ષનું, કારણ મનજ પોતાતણું.

---

શુકદેવજીએ નારદનાં વચન સાંભળીને જવાબ આપ્યો કે, "મહારાજ, મ્હારા પિતા પણ આપ કહો છો એવુંજ કહેતા હતા."

નારદ

તમારા પિતાએ તમને સત્યજ કહ્યું છે, માટે પાછા આશ્રમમાં પધારો.

શુક

ભગવન્! મેં તો તમને ભગવાનનું ઘર દેખાડવાનું કહ્યું, ત્યારે તમે તો મને માયાનું ઘર દેખાડો છો!

નારદ

ભગવાનની માયા કંઇ ભગવાનથી જુદી નથી.

શુક

મહારાજ, તમારી વાત મારે ગળે ઉતરતી નથી.

નારદ

ત્યારે શું હું ખોટું કહું છું?

નથી આ બોલ જરી ખોટો,
ઓ બાલમુનિ, નથી આ બોલ જરી ખોટો.
વૈકુંઠમાંહિ વિષ્ણુને લક્ષ્મી,
બ્રહ્મા સાવિત્રીનો જોટો;

માયા મહેશ્વર જુદાં નથી,
છે મહિમા માયાનો મોટો—ઓ બાલમુનિ.

શુક

ભલા ભલાએ ભૂલ ખાધી સંસારમાં,
ચાખી માયાનો સોટો;
શાને તમે બ્રહ્મચારી રહ્યા ?
હતો જગમાં કન્યાનો શું તોટો ?

આ પ્રમાણે માયાનો પક્ષપાત કરતા નારદજીને શુકદેવે કહ્યું કે "મહારાજ, તમે તો परोपदेशे पांडित्यम् જેવું કરો છો, મને સંસારમાં રહેવાની ભલામણ કરો છો, ત્યારે તમે પોતે શા માટે બ્રહ્મચારી રહ્યા, તે કહોને ?" આ વચનનો જવાબ આપવા માટે ઉભા રહેવું તે હવે નારદજીને યોગ્ય લાગ્યું નહિ, એટલે ત્યાંથી છાનામાના પોતાને રસ્તેજ પડી ગયા; અને શુકદેવજી ત્યાંથી લાગલા જ મિથિલાપુરી તરફ આવ્યા.

---

( ધૂન )
જય રામ રામ રામા, જય રામ રામ રામા.

---

ઐરાવતની પીઠે શોભે સુવર્ણ અંબાડી જેવી,
બાલયોગી શુકદેવે દૂરથી દીઠી મિથિલનગરી એવી;
આજુબાજુ નવ દરવાજા નકસી કામ કમાનમહિં,
ચૌદ ચૉક ચૉરાશી ચૌટાં શોભા વરણી જાય નહિ.

નગરી મધ્યે જનકરાયનું રાજ્યભુવન રૂડું ભાસે,
જેનાં ઉંચાં સુવર્ણ શિખરો અડી રહ્યાં છે આકાશે;
પગથારો ચોમેર રૂપાળા ઉપર પગથીઆંની હારો,
મુખ્યદ્વારની રક્ષા કરતા ઉભા નિરંતર પ્રતિહારો.

બાલયોગી શુકદેવજી મિથિલાનગરીની આવી શોભા નીહાળતા નીહાળતા ઠેઠ રાજદ્વાર સુધી આવી પહોંચ્યા અને ત્યાં ઉભા રહેલા દ્વારપાળની સાથે આગમન સમાચાર જનકરાજાને કહાવ્યા.

શુકદેવજીને દ્વાર આગળ ઉભા રાખીને દ્વારપાળે અંદર જઇને રાજાને વિનતિ કરી કે, "પૃથ્વીનાથ! બ્હાર આવ્યો છે કોઇ અબધૂત બાલયોગી! આજ્ઞા હોય તો તેડી લાવું આપની પાસે."

પ્રતિહારનાં વચન સાંભળીને જનકરાજાએ તેમને અંદર પ્રવેશ કરાવવાની આજ્ઞા આપી, એટલે દ્વારપાળ પાછો આવીને શુકદેવજીને અંદર લઇ ગયો.

એક ભવ્ય દીવાનખાનામાં સુવર્ણના સિંહાસન ઉપર જનકરાજા બેઠેલા છે અને આજુબાજુ કેટલાક અનુચરો ઉભા ઉભા ચામરવીંઝન કરી રહ્યા છે. આવો રાજવૈભવ જોઇને શુકદેવજી મનમાં વિચાર કરવા લાગ્યા કે, "સંસારની આવી ઉપાધિમાં પડેલો આ રાજા તે વળી મારા જેવા બ્રહ્મજ્ઞાનીને શો ઉપદેશ આપશે?"

રાજા જનકવિદેહી પણ આ સમયે શુકદેવજીના અંતઃકરણમાં ઉત્પન્ન થતા વિચારોને જાણતો હોવાથી તે છેક પાસે આવ્યા ત્યાં સુધી મા આડુંજ જોઇ રહ્યા, પરંતુ જ્યાં ચરણમાં નમસ્કાર કરતા શુકદેવજીને જોયા, કે ગંભીર મુખમુદ્રા કરીને બોલ્યાઃ—

"તમારા પિતા વેદવ્યાસે તમને અહિં મોકલ્યા, તે બહુ સારૂં થયું, કારણ કે—

શિશુવયમહિં સંસ્કાર જ્યાં ઉપવિતનો શિશુને થયો,
ગુરૂપાસ જઇ વિદ્યા ભણે એ માર્ગ શિશુમાટે કહ્યો."

**શુકદેવ**

ભણિયો હું શાસ્ત્ર પુરાણ મારે ઉર અપેક્ષા નહિં કશી,
કીધો બધો અભ્યાસ મેં માતાતણા ઉદરે વસી.

શુકદેવનું આવું કહેવું સાંભળીને જનકરાજાએ હસતાં હસતાં પૂછ્યું કે, "જ્યારે એવુંજ છે, તો પછી અહિં સુધી આવવાનું પ્રયોજન શું ?"

**શુક**

રાજન્! મને આત્મોપદેશ કરો: હું ઉપદેશ લેવા માટે જ આપની પાસે આવ્યો છું.

એટલે જનક રાજાએ વિચાર કરીને કહ્યું, "બહુ સારૂં, તમે પ્રથમ આ નગરની પ્રદક્ષિણા કરીને આવો, એટલે હું પછી તમને ઉપદેશ કરૂં." એમ કહીને તરતજ—

તેલે પાત્ર ભરી છલોછલ અને આપી દીધું હાથમાં,
તેડાવી દૂતને ભલામણ કરી જાવા મુનિસાથમાં;

એક ધાતુપાત્રમાં તેલ ભરીને શુકદેવજીના હાથમાં આપ્યું અને પોતાના વિશ્વાસુ દૂતોને બોલાવીને આજ્ઞા કરી કે—

"ઉઘાડાં ખડ્ગો લઇ કરમહિં સાથે તમે ચાલજો,
ઢોળાયે જરી તેલ પાત્રમહિંથી તો માથું ઉડાવજો."

"આ બાલયોગી તમારી સાથે તેલનું ભરેલું પાત્ર લઇને નગર–પ્રદક્ષિણા કરવા માટે આવે છે, તેને સંભાળજો; ઉઘાડી તલ-

ત્યારે તેની સાથેને સાથેજ ચાલજો અને જો એ ધાતુપાત્રમાંનું તેલ છલકાય અથવા તેમાંથી એક ટીપું પણ ઢોળાય, તો તરતજ તેનું માથું તલવારથી ઉડાવી દેજો."

આ પ્રમાણે જનકરાજાની આજ્ઞા થતાંજ, તે સહુ રાજભુવન-માંથી નીકળ્યા, એટલે પછી રાજાજનકે પોતાની માયાથી નગરમાં ઠામઠામ નાચ તમાસા થતા હોય અને સ્થળે સ્થળે નટ લોકો રમતા હોય એવી યોજના કરી દીધી.

(ધૂન)

રાધેકૃષ્ણ ગોવિન્દા નારાયણ હરિ;
કેશવ માધવ વિઠ્ઠલ મુકુંદ મુરારિ.

હવે શુકદેવજી હાથમાં તેલનું પાત્ર લઇને બહુજ સંભાળથી ધીમે ધીમે ચાલે છે, તેમની સાથે સાથે હાથમાં ઉઘાડી તલવારો લઇને રાજાના દૂતો પણ ચાલે છે અને નગરમાં ઠામઠામ નાચ તમાસા થઇ રહ્યા છે; છતાં, શુકદેવજીનું ચિત્ત તેલ-પાત્ર સિવાય બીજી કોઇપણ વસ્તુ તરફ જતું નથી. એવી રીતે ફરતા ફરતા આખા નગરની પ્રદક્ષિણા કરીને શુકદેવજી પાછા રાજય-ભુવનમાં આવ્યા અને પેલું તેલે ભરેલું પાત્ર એવુંને એવુંજ છલોછલ ભરેલું રાજાના હાથમાં આપ્યું; એટલે રાજાએ પ્રસન્નવદને પૂછ્યું કે, "તમે નગરમાં શું શું જોયું ?" શુકદેવજીએ જવાબ આપ્યો કે "મહારાજ, આ તેલપાત્ર સિવાય બીજું કાંઇ પણ જોવામાં ન આવ્યું.

**જનક**

એતો બહુજ આશ્ચર્ય કહેવાય ! નગરમાં ઠામઠામ રમતગમત

ઝુમતી હતી અને અનેક સ્થળે ગાનતાન ચાલી રહ્યું હતું, તેમાંનુ કાંઈ પણ તમારા જોવામાં કે સાંભળવામાં ન આવ્યું ?

શુક

મહારાજ ! હું જો એવું એવું જોવામાં કે સાંભળવામાં મારૂં ચિત્ત રાખું તો આ છલોછલ તેલથી ભરેલું પાત્ર તરતજ છલકાઈ જાય અને તેમાંનું તેલ ઢોળાય એટલે મારૂં માથુંજ દૂર થઇ જાય. માથે તલવાર ઝઝૂમતી હોય તેવે વખતે કોઇપણ માણસને એવું સૂઝે ખરૂં ?

જનક

સત્ય છે. જેમ મારા દૂતોની તલવાર તમારા માથા ઉપર ઝઝૂમતી હતી, તેમ મૃત્યુની તલવાર પ્રાણીમાત્રને માથે ઝઝૂમી રહેલી છે, એમ સમજવું; અને બજારમાં અનેક પ્રકારની રમત-ગમત ચાલતી હતી, છતાં જેવું તમારૂં ચિત્ત આ તેલપાત્રની સંભાળ રાખવામાંજ રહ્યું, તેવું જ મનુષ્યે સંસારમાં રહેવા છતાં સંસારના વિષયોમાં આસક્ત નહિં થતાં કેવળ પ્રભુના ચરણમાંજ ચિત્તને સ્થિર કરવાનું છે. આટલું રહસ્ય જાણીને હવે તમે —

પરણી સ્ત્રીને પાળો સુખે શુભધર્મ
ગૃહસ્થાશ્રમ તણો,
સૌ આશ્રમોમાં અધિક સૌથી
શ્રેષ્ઠ છે એને ગણયો.

શુક

પરણી સ્ત્રીને બંધાઉં ના, સંસારભાર શિરે વહી;
મિથ્યા જગત્ વ્યવહાર મેં, માન્યો અરે મનથી સહી.

કંઇ પૂર્વના શુભયોગથી, રહી બ્રહ્મમાં વૃત્તિ ઠરી;
વસ્તુ નકામી સર્વ મુજને, ભાસતી નજરે કરી.

જનકરાજા કહે છે, " હે બ્રહ્મદેવ, જો તમને આ વિશ્વ બધું નકામી વસ્તુઓથી ભરેલું લાગતું હોય, તો એમાંની કોઇપણ નકામી વસ્તુ મને લાવી આપો, એટલે પછી તમને ઉપદેશ કરૂં."

જનક રાજાનાં વચન સાંભળીને શુકદેવજી આજુબાજુ નજર ફેરવીને જોવા લાગ્યા, એટલામાં ત્યાં પાસે એક નાની સરખી શિલા પડેલી તેમના જોવામાં આવી; અને તેને નકામી સમજીને જેવા ઉચકવા જાય છે, તેવીજ શિલા બોલી ઉઠી:—

" નથી નકામી હું પડી, તમને એમ જણાય;
જો મારી પ્રતિમા ઘડે, ઇશ્વરતુલ્ય પૂજાય ! "

શુકદેવજીએ શિલાને પડતી મૂકી અને માટીનું ઢેફું હાથમાં લીધું, એટલે તેને પણ વાચા થઇ. તે પણ બોલી ઉઠી કે:—

" હું માટી બહુ કામની, પલળુ પાણી માંય;
કુંભ બનાવે માહરો, શિવ મસ્તક ચઢી જાય ! "

એટલે શુકદેવજીએ માટીનું ઢેફુ નીચે મૂકી દીધું અને ત્યાં પડેલો એક લાકડાનો કટકો હાથમાં લીધો: કાષ્ટના કટકાને પણ વાચા થઇ અને બાલયોગીને કહેવા લાગ્યો કે:—

" હું કટકો છું કાષ્ઠનો, મારા બહુ ઉપયોગ;
બને સિંહાસન દેવનું, નમે જગતના લોક ! "

શુકદેવજીએ તેને પણ નીચે મૂકી દીધો; અને પાસે એક ધાતુનો ખીલો પડયો હતો, તે લઇને રાજાને આપવાનો વિચાર કરે છે, એટલામાં તો તે ખીલો પણ બોલી ઉઠયો કે:—

"ખીલો હું ધાતુતણો, પાનું તીરનું થાય;
યોદ્ધાનો મારા વડે, રણે વિજય વર્ત્તાય!"

હવે તો શુકદેવજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પોતે મનમા વિચાર કરવા લાગ્યા કે, "હું જે જે ચીજને નકામી ગણું છે, તે સર્વ કામની જણાય છે, તો પછી જગતમાં નકામી વસ્તુ શી હશે?" થોડીવાર વિચાર કરતાં નગરની ભાગોળે પડેલા ઉકરડામાંની વિષ્ટા યાદ આવી અને ભાગોળે જઇને તેને લઇ આવવાનો વિચાર કર્યો, પણ ત્યાર પહેલાંતો વિષ્ટા પોતેજ કોઇ કદરૂપી સ્ત્રીના વેશમાં તેમની સન્મુખ આવીને ઉભી રહી.

આ વિચિત્ર સ્ત્રીને જોઇને શુકદેવજીએ પૂછ્યું કે, "તું વળી કોણ છે?" એટલે—

વિષ્ટાએ જવાબ આપ્યો કે, "તમારા જેવા બાલમુનિએ મારૂં સ્મરણ કર્યું, તેથી હું આમ મૂર્તિમાન તમારી પાસે આવીને હાજર થઇ છું; કહો, મારૂં શું કામ પડ્યું છે?"

શુક

તારા જેવી નકામી વસ્તુનું તે વળી કામ શું હોય?

વિષ્ટા

"હું નકામી નથી,"

અજ્ઞાની જન હોય તે, કરે મારૂં અપમાન
મારાથી પાકે રૂડાં, ધરતીમાં બહુ ધાન.

શુક

ત્યારે તું આવી કદરૂપી કેમ દેખાય છે?

વિષ્ટા

અત્યારે તમે મને જે સ્વરૂપમાં દેખો છો, એવી હું પહેલી ન્હોતી; હું તો--

ઉપજી ભોજનગૃહમહિં, પડયું નામ પકવાન્ન;
નાનું મોટું સૌ મને, દેતું આદરમાન;
સુવર્ણથાળમાહિં હતું, મારૂં ઉત્તમ સ્થાન;
પણ
દેહધારીના સંગથી, બની ગઈ નરક સમાન.

વિષ્ટા કહે છે, " હું તો પહેલી ઘણીજ સુંદર હતી, શાક-ભાજી અને ફળફળાદિ રૂપે અને જુદાં જુદાં પકવાન્નના રૂપે શ્રીમન્તોના રસોડામાં રહેતી હતી; પણ તમારા જેવા દેહધારીનો મને જ્યાં ફક્ત એકજ વખત સંગ થયો, કે હું વિષ્ટાના રૂપમાં બદલાઇ ગઇ છું"

વિષ્ટાનાં આવાં વચન સાંભળીને શુકદેવજીને પોતાનો દેહ જ સૌથી નકામો જણાયો; અને નકામી વસ્તુ પોતાની પાસે હોવા છતાં દૂર શોધવાનો પ્રયત્ન કરવાને માટે બહુ શરમાવા લાગ્યા.

અંતે આવી રીતે પોતાનું દેહાભિમાન ટળી જવાથી તરતજ જનકરાજાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને બોલ્યા કે, " લ્યો, મહારાજ! આ નકામી વસ્તુ; આ મારો દેહજ સૌથી નકામો છે. હવે મને આત્મોપદેશ કરો."

---

( ધૂન )

ભજમન રાધા ગિરિધર ગોવિન્દ ગોપાલ વાસુદેવ.

---

શુકદેવજીને પોતાના ચરણમાંથી ઉઠાડીને જનકરાજાએ કહ્યું, "હવે તમને ઉપદેશ કરવાની જરૂર રહી નથી, તમને સર્વ ઉપદેશ મળી ચૂક્યો" કારણ કે,

છે પંચભૂતો દશ્ય શબ્દાદિક ગુણ વડે કરી,
આત્માતણી તો થાય છે અનુભવથકી ઝાંખી ખરી;
અજ્ઞાનથી ભેદો બધા જીવ બ્રહ્મમાંહિં જણાય છે,
જીવ બ્રહ્મચિંતન કરી બ્રહ્માનંદમાં લીન થાય છે.

શુક

ત્યારે મહારાજ, આ જીવ પોતે બ્રહ્મ ખરો કે નહિ ?

જનક

જીવ હોય જો બ્રહ્મ કોણ બ્રહ્માનંદ માણે ?
જળ પોતે નવ સ્વાદ કદી જળ કેરો જાણે !
છેદાવે જયમ શિશ પાઘ બાંધ્યાની આશે,
બ્રહ્મજ્ઞાનીનું જ્ઞાન એમ અહિં અવળું ભાસે.
ભોગ તેજ છે ભોગ ને, ભોકતા તે ભોકતા સહી;
જીવ દાસ જગદીશનો, આપે ઈશ બને નહીં.

જીવ પોતેજ જો બ્રહ્મ હોય તો બ્રહ્માનંદ માણે કોણ? જળ કદી જળનો સ્વાદ નથી જાણતું. જીવ તો ભગવાનનો દાસ છે, સેવક છે. સેવક તે વળી સ્વામી થાય શી રીતે? શ્રી ગીતાજીમાં ભગવાનનું વચન છે કે–

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

ઇશ્વર સર્વભૂતોના અંતરમાં વિરાજતો;
માયાના યંત્રથી સૌને બેઠોબેઠો નચાવતો!

આ વિશ્વમાત્ર પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલે છે; અને જીવ તો

કાષ્ઠ પૂતળીઓ નચાવનારો નચાવતો ત્યમ નાચે છે,
હરિ જંત્રી જીવજંત્ર એમ તેનાંજ વગાડયાં વાગે છે;
મૂર્ખ જીવ તાણી લે માથે પણ ધાર્યું શ્રી હરિનું હોય,
જો જીવનું કર્યું થતું હોય તો જગમાં દુઃખ પામે નવ કોય.

શુકદેવ

ત્યારે માયા શું? ઇશ્વર શું, અને જીવ શું?

જનક

માયા ઘંટી શ્રીહરિ ખીલડો જીવ ચરાચર અન્ન કળાય,
રાતદિવસ ઘંટીના પડમાં પડયું નિરંતર વિશ્વ દળાય.
ખીલડા પાસે રહે કણ આખા ખસ્યા દૂર કે લોટજ થાય;
એમ સલામત જીવ હરિશરણે વિમુખ થતાં તત્કાળ ચવાય.

ઘંટીના બે પડની વચ્ચે પડેલા દાણા ખીલડાની પાસેથી જરા આઘા ખસ્યા, કે દળાઇને લોટ થઇ જાય છે, તેમ માયારૂપી ઘંટીના રાતદિવસ રૂપી પડની વચ્ચે પડેલા જીવરૂપી દાણા જે ક્ષણે પ્રભુથી વિમુખ થયા, પ્રભુના ચરણનું શરણ છોડીને જરા આઘા ખસ્યા કે કાળના પ્રવાહમાં તણાઇને હતા ન્હોતા થઇ જાય છે. માટેજ શ્રીમદાચાર્યચક્રચૂડામણિ શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના શિક્ષાશ્લોકમાં કહ્યું કેઃ—

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन।
तदा कालप्रवाहस्था देह चित्तादयोऽप्युत ॥
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम।
न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥

અર્થાત્ જીવ જે ક્ષણે પ્રભુથી વિમુખ થયો, તે જ ક્ષણે તેનું આવી બન્યું; અને જે ક્ષણે પ્રભુનું ચિંતન ચૂક્યો, તેજ ક્ષણે કાળના પ્રવાહમાં તણાઇને હતો ન્હોતો થઇ ગયો, એમ નિશ્ચય સમજવું; માટે—

સમજી સ્વરૂપ આત્માતણું સ્થૂળ દેહની મમતા તજો;
જલકમલવત્ સંસારમાં રહી ભાવથી પ્રભુને ભજો.

જનક રાજાનો આ ઉપદેશ શુકદેવજીને ગળે ઉતરી ગયો, અને પછી પોતે પ્રસન્ન ચિત્તે વેદવ્યાસના આશ્રમસ્થાનમાં પધાર્યા. પુત્રના વિયોગથી ક્લેશ પામતા માતા-પિતાને પણ આનંદ થયો અને સર્વ એકચિત્તે પ્રભુનું સ્મરણ કરવા લાગ્યાં.

( ધુન )

જય ગોવિન્દ માધવ ગિરિધારી, કૃષ્ણ ચરણકી બલિહારી.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

